૩૨

# બે બોલ.



સૌ તારીફ ખુદાતઆલાને માટે સજાવાર—વાસ્તવિક છે જેણે આકાશ અને પૃથ્વી પેદા કરી આ જગતનું મંડાણ કર્યું છે, અને પોતાના પાક પેગમ્બર મોકલી દુનિયા ઉપર ભારે ઉપકાર કર્યો છે. તેણેજ આપણને બોલવાની શક્તી આપી છે અને અક્કલનું એક બળવાન તત્વ આપી જુદી જુદી ભાષાઓદ્વારા પોતાના વિચારો એક બીજાને જણાવી આપણો વહેવાર ચલાવવાનો માર્ગ નિર્માણ કરી આપ્યો છે. જો આપણને બોલવાની અને સમજવાની શક્તી ન આપી હોત તો આપણે પણ પશુ—હેવાનની માફકજ ગણાત; પણ માલિકનો આપણી ઉપર બેહદ ઉપકાર છે અને તે માટે આપણે તેના જેટલા ગુણ ગાઇએ તેટલા ઓછા છે.

આ જમાનો કેળવણી અને સુધારાનો છે અને દરેક કોમ જમાનાને અનુસરી આગળ વધવાની કોશીશ કરી રહી છે. માત્ર એક મુસલમાનોજ છે જે જમાનાના પવનને નહીં ઓળખતાં પાછળ પડતા ચાલ્યા જાય છે. તેઓ પોતાના બાપદાદાના પરાક્રમ અને મોટાઇની વાતો ભારે જોશથી કરે છે પણ પોતે શું કરી દેખાડ્યું છે તેનો તેઓ વિચાર કરવાની તકલીફ લેતા. તેમને જણાય કે હવે વાતો કરીનેજ માત્ર બેશી રહેવાનું નથી. જે લોકો ચાલુ જમાનાની કેળવણી લેવા મેહેનત કરે છે તેજ આગળ વધે છે એ આપણે જોઇએ છીએ; માટે નકામી ખાલી વાતો ઉપર લક્ષ ન આપતાં જેથી કોમને ફાયદો થાય અને કોમ આગળ વધે એવાં ઇલ્મ—કેળવણી—વિદ્યાનાં સાધનો પ્રાપ્ત કરવાં જોઇએ.

આ પુસ્તક ઇસ્લામી કોમને દીની ઇલ્મ ઉપરાંત અંગ્રેજી શિક્ષણની કેટલી જરૂર છે તે બતાવવાના હેતુથી લખવામાં આવ્યું છે; એટલે એ વાંચવાથી જણાઇ આવશે કે આ જમાનામાં મુસલમાનો શાહી ભાષા અંગ્રેજીના શિક્ષણથી બેદરકાર રહેશે તો તેઓ દુનિયામાં જોઇએ તેવી રીતે આગળ વધી શકશે નહીં. કેમકે દુનિયાના વહેવારનો ઘણો આધાર એ ભાષાના ઉપર અવલંબી રહેલો છે એવા સંજોગો પેદા થઇ ગયા છે. માટે એ ભાષા તરફ પુરતું ધ્યાન પહોંચાડવાનો વખત ક્યારનો આવી લાગ્યો છે. હવે એ તરફ બેદરકાર રહેવા જેવું નથી.

કેટલાક આલિમો તથા દીનના પેશવાઓ એમજ કહેતા આવ્યા છે કે અંગ્રેજી ભણવાથી છોકરાઓ ગેરકોમની મુશાબેહત—નકલ કરતા થઇ જાય છે; તેથી તેમને એ ઇલ્મ પઢાવવો ઠીક નથી. આવું કહીને ઉધરતી પ્રજાને તેમણે અંગ્રેજી કેળવણી લેવા દીધી નહિ જેનું પરીણામ એ આવ્યું કે ગેરકોમના લોકો કલેકટર, ડેપ્યુટી,કલેકટર, જડજ, મુન્સફ, મામલતદાર, સુપ્રિન્ટેન્ડેન્ટ, ઇન્સ્પેક્ટર વિગેરેના હોદ્દા ઉપર ચઢી ગયા અને મુસલમાનોને બિચારાઓને ગેર કોમનાં એવા હોદ્દેદારો આગળ હાથ જોડીને ઉભા રહેવાનો, તેમનાં ઘરમાં ઝાડુ દેવાનો, તેમનાં લુગડાં ધોવાનો, તેમનાં જોડાં સાફ કરવાનો અને ટુંકામાં તેમની ગુલામી કરવાનો વખત આવી ગયો. જો મુસલમાનો સારી રીતે અંગ્રેજી ભણ્યા હોત તો તેઓ પણ સારા હોદ્દે જાત અને આવી રીતે તેમની પડતીનો વખત આવત નહીં.

અંગ્રેજી ભણવાથી થોડા ઘણા મુસલમાનો કદાચ ધર્મની બાબતમાં નહીં, પણ લિબાસ વિગેરે જેવી કોઇ બાબતમાં થોડી ઘણી ગેર કોમની મુશાબેહત કરત; પણ તે નહીં ભણવાથી તો હવે ગેર કોમની ગુલામી કરવાનો તથા તેના ખાસડાં ઉપાડવાનો વખત આવી લાગ્યો છે તે ઉપર લક્ષ પહોંચાડવા જેવું છે. જો આલિમોએ કોમને અંગ્રેજી

ભણવાથી રોકી નહોત તો આજે મુસલમાનોની આવી માઠી દશા થાત નહી. આજે મુસલમાન ચાર રૂપીઆની હવાલદારી લેવા જાય છે તો તે પણ બીજી કોમના લોકો તેને આપવાનું વ્યાજબી ધારતા નથી કેમકે ઇલ્મ નથી. જો મુસલમાનોમાં અંગ્રેજીનો સારો ઇલ્મ હોત તો તેઓ મોટા મોટા સરકારી ઓહદાઓ ઉપર હોત અને કોમને આગળ વધારી શકત; પણ કેટલાક આલિમોએ કોમને લગભગ ચાલીસ પચાસ વરસ બીજી કોમોથી પાછળ રાખી છે. હજુ પણ જો મુસલમાનો નહી ચેતે અને નહી ભણે તો તેઓ દુનિયામાં આગળ વધશે કે કેમએ એક સવાલ છે. જેટલા મુસલમાનો આજકાલ વધેલા છે અને સારા ઓહદાઓ ઉપર પહોંચેલા છે તે જોવા જશો તો ઘણે ભાગે અંગ્રેજી ભણેલાજ જણાશે. અને કોન્ફરન્સો, લીગ, કોલેજો સ્કુલો હોસ્ટેલો બોર્ડીંગો વિગેરે જે કહાડે છે તે હાલ અંગ્રેજી ભણેલાજ કહાડે છે. યુનીવર્સીટી કહાડવાની યોજના પણ અંગ્રેજી ભણેલાઓની જ છે. આલિમો તો હાલમાં ઘણે ભાગે લડવા સિવાય બીજું કાંઇ જાણતા હોય એમ જણાતું નથી. જ્યાં એકથી બે આલિમો ભેગા થયા, કે લડાઇનું કામ ચાલ્યું. વળી તેઓ સીધી રીતે કે આડકત રીતે પૈસા ભેગા કરવામાં વધારે રોકાએલા હોય છે. જે મુસલમાનોનો પૈસો કોમની તાલીમ અને તરક્કી માટે ખરચાવો જોઈએ તે આલીમોની લડાઇ પાછળ અને તેમને મોટા બનાવવાની પાછળ ખરચવામાં આવે છે. આ શું અફસોસની વાત નથી? મુસલમાનો શું હજુ ગેરકોમનાં ખાસડા ઉપાડવાથી ધરાયા નથી? હાલનો ગમે તેવો આલીમ જોશો, તો તે પણ કોઈ બહાનાથી ઘણે ભાગે પોતાને માટે ભીખ માગતોજ માલુમ પડવાનો. જો દીનનો ઇલમ પઢીને ભીખ માગવાનોજ ધંધો લેવાનો છે તો પછી દુનિયામાં સારી રીતે રહેવા અને આગળ વધવા દીનના ઇલમ ઉપરાંત બીજો ઇલમ શું ખોટો છે?

માટે દીની ઇલ્મ ઉપરાંત ચાલતા જમાનાની અંગ્રેજી શાહી કેલવણી લો અને કોમ જે પાછળ પડી ગઇ છે તેને આગળ વધારવા કોશીશ કરો. આવું થશે તોજ દહાડો વળશે. નહીં તો "અંગ્રેજી કાફરી ઇલ્મ છે માટે તે શીખવો જોઇએ નહીં" એવા નકામા ખ્યાલમાં રહેશો તો હાલ જે થોડું ઘણું રહ્યું છે તે પણ ગુમાવી બેસશો. આશા છે કે કોમના આગેવાનો જરૂર આ બાબત ઉપર ધ્યાન પહોંચાડશે અને એ દિશામાં આગળ વધવા કોમને સાધનો કરી આપશે.

તા. ૧૫-૯-૧૯૧૯
મુ. માંગરોલ
( કીમ સ્ટેશન થઇને )
(બી. બી. સી. આઇ. રેલ્વે)

ખાકસાર.
લી. પી. મોટામીયા માંગરોલવાળા

## માંગરોલની ગાદીવાળા
## પીર મોટામીયાં સાહેબે લખેલાં પુસ્તકો.

| | |
|---|---|
| રસુલે—અરબી ( ગુજરાતીમાં ) ... ... ... ... | ૨-૮-૦ |
| ટ્રેજેડી ઑફ મોહરમ ( અંગ્રેજીમાં ) ... ... ... ... | ૦-૧૨-૦ |
| ઇસ્લામી નીતી શાસ્ત્ર ( ગુજરાતીમાં ) ... ... ... ... | ૦-૨-૦ |
| ઇસ્લામની ખુબીઓ ( ગુજરાતીમાં ) ... ... ... ... | ૦-૨-૦ |
| બ્યુટીઝ ઑફ ઇસ્લામ ( અંગ્રેજીમાં ) ... ... ... ... | ૦-૪-૦ |
| શું સ્વરાજ્યને કુરબાની વગર ચાલશે ? ... ... ... | ૦-૨-૦ |
| જાગો અને જુવો ... ... ... ... ... ... | ૦-૩-૦ |

એ ઉપરાંત "પ્યારા નબીજી" તથા "બહારનો તથા અંદરનો ઇલ્મ" એ બે પુસ્તકો ટુંક વખતમાં બહાર પડનાર છે.

પીર સાહેબનું સરનામું નીચે પ્રમાણે છે. માંગરોલની ગાદીવાળા પીર મોટામીયાં સાહેબ મુ. માંગરોલ. કીમ સ્ટેશન થઇને બી. બી. સી. આઇ. રેલ્વે. ( સુરત નજીક )

૭૮૬

# શું મુસલમાનોને અંગ્રેજીની જરૂર નથી ?

## શું તે નહીં ભણવાથી તેઓ પાછળ રહ્યા નથી ?

### શું હજુ જાગ્રત થવાનો વખત આવ્યો નથી ?

---

ચાલુ જમાનો કેળવણી સુધારો અને ઉન્નતિનો હોવાથી દરેક કોમ પોતપોતાના સંજોગોને ધ્યાનમાં લઇ આગળ વધવા લાગી છે. ઉચ્ચ કોમ આગળ વધે છે એટલુંજ નહી પણ વાળંદ–રાત–હજામોની કોમે પણ પોતાના ધંધા માટે સુધરેલા ઢબની કેળવણી લઇ હૅરકટીંગ સલૂનો ભર બજારોમાં કહાડી પોતાની રોજીનો માર્ગ ખુલ્લો કર્યો છે, અત્યંજ વર્ગ જેને લોકો હલકો ગણી આઘો રાખતા હતા તે પણ ચાલતા જમાનાની કેળવણીની બાબતમાં આગળ વધતો જઇ સારી નોકરીઓને લાયક થતો જાય છે. જમાનાંની આ એક ઉન્નતિનું ચિન્હ છે. જ્યારે બધીજ કોમના લોકો વિદ્યાની બાબતમાં આગળ વધવા લાગ્યા છે તો પછી મુસલમાનોએ શા માટે સમયને અનુસરી આગળ વધવા પ્રયત્ન ન કરવો ? આપણે જાણીએ છીએ કે ઇસ્લામી શરીઅતમાં દરેક મુસલમાન શખ્સ પછી તે પુરૂષ હોય કે સ્ત્રી તેની ઉપર ઇલ્મ શીખવાનું ફરજીઆત રાખવામાં આવ્યું છે, તથા ઇલ્મ માટે એટલી બધી તાકીદ કરવામાં આવી છે કે ચીન જેવા દુરના દેશમાં ઇલ્મ હોય તો ત્યાં જઈને પણ ઇલ્મ શીખવાની ભલામણ ભાર દઇને કરવામાં આવી છે જે લગભગ સર્વ મુસલમાન ભાઇઓના જાણવામાં છે. શરીઅત આવી રીતે ઇલ્મ જ્યાં હોય ત્યાં

જાઇ ફરજીઆત શીખવાની ભલામણ કરે છે, ત્યારે હવે તે ઉપર મુસલમાનોએ પુર્ણ લક્ષ આપવાની જરૂર છે. ઇલ્મ શબ્દ એવો છે કે જેમાં ઘણી બાબતોની તાલીમ–શિક્ષણનો સમાવેશ થાય છે. ઇલ્મનો અર્થ જ્ઞાન છે. અને આવા જમાનામાં જ્ઞાનની ઘણી જરૂર છે. આજ કાલ જ્યાં જોઇએ છીએ ત્યાં નિશાળો બંધાય છે, કોલેજો ઉઘડે છે; અને યુનીવર્સિટીઓ સ્થપાય છે. દુનિયામાં પવનજ ઇલ્મનો ફુંકાવા માંડયો છે. એ પવન એવો જોરાવર થતો જાય છે કે જે તેની સાથે થશે એટલે જે દિશામાં તે વાય છે તે તરફ ચાલશે તો જમાનામાં આગળ વધશે. અને જે તેની સામે થવા કોશિશ કરશે, તેને અવશ્ય પાછા પડી હેરાન થવાનો વખત આવશે. પવનના જોશ ભેર સુસવાટાની સ્થિતિ યાદ કરશો તો સહેજ સમજી શકાશે કે એવા પવનની સામે થવું એ કેવું ભયંકર છે?

હવે ઇલ્મમાં કયા કયા શિક્ષણોનો સમાવેશ થાય છે તે આપણે જોઇશું. મુસલમાનોમાં પ્રથમ શિક્ષણ ધર્મનું મનાય છે, અને તે માનવુંજ જોઇએ. જ્યાં સુધી માણસને ધર્મનું શિક્ષણ નથી ત્યાં સુધી તેની જીંદગી કેવળ નકામી છે. કેમકે તે સિવાય તે પોતાના ખુદા–માલિકને પણ ઓળખી શકતો નથી તો પછી તેનાથી તેના ફરમાનો ઉઠાવવાની આશા શી રીતે રાખી શકાય? મુસલમાનોનો પ્રથમ આધાર ધર્મની કેળવણી ઉપર છે અને તે કેળવણી દરેક શખ્સે લેવીજ જોઇએ. જો તે ન લેતો તેમાં તેનીજ કસુર છે અને તે ગુન્હેગાર છે. જ્યાં સુધી માણસમાં ધર્મની કેળવણી હોતી નથી ત્યાં સુધી તે ધર્મ શું છે તે જાણી શકતો નથી. અને તેના પરિણામે તે તેનાં ફરમાનો બજાવી શકવામાં નિષ્ફળ નીવડે છે; એટલે તે માત્ર કહેવાનોજ મુસલમાન હોય છે. જ્યાં સુધી તે કલેમા; નમાઝ, રોઝા, ઝકાત-

હજ વિગેરેની બાબતોથી તેની ગુંઝાશ પ્રમાણે વાકિફ ન થાય ત્યાં સુધી તે પાકો મુસલમાન છે એમ કહી શકવામાં અડચણ આવે. જ્યાં આવો મામલો હોય ત્યાં મુસલમાનોએ પ્રથમ ધર્મની કેળવણી લેવીજ જોઈએ. જો ન લે તો તેઓ ગલતી ઉપર છે એમ મનાયા વગર રહેજ નહિ. આવી ગલતી કરનારા મુસલમાનોએ પોતાની સ્થિતીનો વિચાર કરવાનો છે, કે તેઓ ઇસ્લામથી કેટલા આઘા છે. દીની કેળવણી જેટલી લેવામાં આવે તેટલી ફાયદાકારક છે; પણ તે સાથે દુનિયાની કેળવણીનો વિચાર તરછોડી કાઢવા જેવો નથી. લોકો જેને દુનિયાની કેળવણી કહે છે તે પણ ઇલ્મમાં આવી જાય છે. ઇલ્મનું વિવેચન આપણે કરીશું તો તેના પેટામાં ઘણી જાતનાં શિક્ષણોનો સમાવેશ થાય છે. કુરઆને શરીફ, હદીસ, તફસીર, ફિકાહ, વિગેરેનો સમાવેશ ઇલ્મમાં થાય છે એટલુંજ નહી, પણ સર્ફનહૂ (વ્યાકરણ) જે ભાષા લખવા વાંચવા તથા બોલવા વિષેના નિયમો શીખવે છે તેનો પણ સમાવેશ થાય છે. એ ઉપરાંત મન્તક (લૉજીક—તર્ક શાસ્ત્ર) મનકૂલ ( લેખી મળેલી વાતો ) મઅકૂલ ( કુદરતનો ઇલ્મ ) ઇલ્મે ઇલાહી ( ખુદાનો ઇલ્મ ) ઇલ્મે બયાન ( છટાદાર ભાષા ) ઇલ્મ તસવ્વુફ ( સુફી ઇલ્મ ) ઇલ્મ હિસાબ ( ગણિત શાસ્ત્ર ) ઇલ્મ તિબ્બ ( વૈદક શાસ્ત્ર ) ઇલ્મિ હિકમત ( સાયન્સ ) ઇલ્મ ઝમીન ( ભુસ્તર વિદ્યા ) ઇલ્મ તવારીખ ( ઇતિહાસ ) ઇલ્મિ લુગત ( શબ્દ કોષ ) ઇલ્મ અદબ ( સાહિત્ય ) ઇલ્મ તશરીહ ( શરીર રચના શાસ્ત્ર ) ઇલ્મ મજલિસ (રીતભાત) ઇલ્મ હિંદસા (ભૂમિતી) ઇલ્મ જર્રે સકીલ ( યંત્ર શાસ્ત્ર ) ઇલ્મ મેઅમારી (ઇન્જીનીયરીંગ) ઇલ્મ ઝિરાઅત (ખેતીવાડી) ઇલ્મ જુગરાફિયા ( ભૂગોળ ) ઇલ્મ અખલાક (નીતિશાસ્ત્ર વિગેરે) વિગેરે ઇલ્મો પણ છે જે શીખવવાની કોઇને મનાઇ

કરવામાં આવી નથી. ઉપલા વિષયો હાલ પણ આપણી નિશાળો મદરેસાઓ તથા કોલેજોમાં શીખવાડવામાં આવે છે. ઉપલા ઇલ્મનું શિક્ષણ લેવાની મનાઇ નથી તો હવે સવાલ એ ઉભો થાય છે કે કઇ ભાષામાં તે શિક્ષણ લેવું જોઇએ. મુસલમાનો અરબી ભાષાને સૌથી ઉંચી ગણે છે. કારણ કે તેમાં દીની પુસ્તક કુરઆનેશરીફ ઉતરેલું છે. આ ભાષાને મુસલમાનો બેશક પવિત્ર અને ઉંચી સમજે છે, અને તે સમજવીજ જોઇએ. દીની ધર્મનું શિક્ષણ જેટલું બને તેટલું લેવું જોઇએ અને તેનાં પ્રમાણમાં તેણે તેટલી અરબી ભાષા પણ શીખવી જોઇએ. બીજી કોઇ પણ ભાષા શીખવા પહેલાં મુસલમાને અરબી ભાષામાં કુરઆનશરીફ ઉતરેલું છે તેનું શિક્ષણ લેવું જોઇએ. કારણ કે તેના ઉપર તેનાં દીનનો આધાર રહેલો છે. જો કુરઆનશરીફને તે પ્રથમ સ્થાન ન આપે તો કદાચ તે મુસલમાનોની ગણત્રીમાં પણ રહેવા ન પામે. અરબી એ આપણા મહાન હઝરત મોહમ્મદ પેગમ્બર સલ્લમનું શિક્ષણ છે અને અરબસ્તાનનાં બીજા જેટલા વિદ્વાનો થયા છે, અને તે અરબીમાં તફસીરો–ટીકાઓ લખી ગયા છે તે પણ મુળ પુસ્તક કુરઆને શરીફની ટીકાઓ હોવાથી અરબી શિક્ષણમાં આવી જાય છે. હવે અહિં સવાલ એ ઉપસ્થિત થાય છે કે અરબી ભાષા તો મુસલમાનો માટે ખાસ દીની ભાષા છે; પણ હાલ જે જુદા જુદા દેશનાં મુસલમાનોમાં ફારસી, તુરકી, ફ્રાન્સી, મીસરી, ચીનાઇ, રૂશી, મલાઇ, અફગાની, પુસ્તુ, જાપાની, અંગ્રેજી, હિંદી, મરાઠી, ઉરદુ, ગુજરાતી વિગેરે ભાષાઓ બોલાય છે, ને તે ભાષામાં તેઓ વહેવાર ચલાવે છે તે ક્યાંથી આવી, અને તેમનું શીખવું દુરસ્ત છે કે નહિ ? કેટલાક સંકુચિત વિચારના આલિમો અંગ્રેજી ભાષા તરફ એટલો બધો તિરસ્કાર બતાવે છે કે તેના શીખનાર

ને તે જહન્નમ-નર્કને લાયક બનાવી દે છે. પણ આનો જવાબ આપણે તો એવીજ રીતે આપીશું કે જો અંગ્રેજી ભાષા મુસલમાનો માટે શીખવાની દુરસ્ત ન હોય તો અરબી સિવાય બીજી ઉપર બતાવેલી ભાષાઓ પણ દુરસ્ત ન હોય. અને તેથી તે ભાષા બોલનારા તથા શીખનારા-શીખવનારા મુસલમાન ગણાયજ નહી. જો ઉપલી ભાષાઓ બોલવાનું તથા શીખવાનું દુરસ્ત હોય તો પછી અંગ્રેજીનો સવાલજ રહેતો નથી. કારણકે બીજી ઉપલી ભાષાઓની માફક તે પણ દુન્યવી-સંસાર વહેવાર ચલાવવાની એક ભાષા છે. અરબીનું શિક્ષણ તો શરીઅત પ્રમાણે જરૂરનું છે; પણ બીજી ઉપર બતાવેલી સંસારમાં વ્યવ્હાર ચલાવવા માટેની ભાષાઓ ઘણાજ મુસલમાનો પોતાના હંમેશના વ્યહવારમાં બોલે છે તેને અમારા વિદ્વાન આલિમો જ્યારે વ્યાજબી ગણે છે ત્યારે અંગ્રેજી તરફ તેઓ શા માટે અણગમો બતાવે છે તે એક ધ્યાનમાં લેવા જેવો સવાલ છે. મુસલમાનો અરબસ્તાનથી જ્યાં જ્યાં જીત મેળવતા ગયા ત્યાં ત્યાંની ભાષા તેઓ ધીરે ધીરે અખત્યાર કરતા ગયા અને તેમાંજ તેમણે પોતાના ધર્મનું શિક્ષણ આપવા માંડયું. દાખલા તરીકે ઇરાનમાં ગયા તો ઇરાની-ફારસી ભાષા અખત્યાર કરી, અફગાનિસ્તાનમાં ગયા તો પુશ્તુ ભાષા અખત્યાર કરી, હિંદુસ્તાનમાં ગયા તો હિંદુસ્તાની-ઉરદુ ભાષા અખત્યાર કરી, ગુજરાતમાં ગયા તો ગુજરાતી ભાષા અખત્યાર કરી, અને બંગાળામાં ગયા તો બંગાળી ભાષા અખત્યાર કરી. ભાષા એ પોતાના વિચારો એક બીજાને જણાવવાનું સાધન છે. માટે માણસ સ્થાનિક સંબંધને લીધે તે વિચારો જણાવવા ત્યાંની ભાષા અખત્યાર કરી લે છે. આમ કરવામાં તે કોઈ પણ જાતની ગલતી નહીં કરતાં પોતાને માટે તથા પોતાના દીનને માટે સરળતાનો માર્ગ ખુલ્લો કરે છે.

કારણકે તે જો ત્યાંની ભાષા ન જાણે તો તેને પોતાનાં વિચારો જ-ણાવવામાં અને પોતાના દીનની બાબતો સારા રૂપમાં લોકો આગળ મુકવામાં ઘણીજ મુશકેલી નડે, અને પરિણામ એ આવે કે ત્યાં તે પોતાની જાતનું કામ કરી શકે નહી, એટલુંજ નહી, પણ તે પોતાના ધર્મની સેવા બજાવવામાં પણ નિષ્ફળ નીવડે. આવા કારણોને લઇને સ્થાનિક ભાષાઓ મુસલમાનોએ અખત્યાર કરેલી છે. આ ભાષાઓ કાંઇ ખુદાની–દીની ધર્મની ભાષાઓ નથી, પણ સંસારમાં માત્ર સરળતા મેળવવા માટેનીજ છે. ધર્મની ખરી ભાષાતો મુસલમાનોમાં માત્ર અરબીજ છે. જ્યારે અરબી ભાષા સિવાયની તમામ ભાષાઓ પોતપોતાની સરળતા–સવડ માટે છે તો તેમાં અંગ્રેજીનો પણ સમા-વેશ થઇ જાય છે. અમારા વિદ્વાન આલિમો ઉરદુ બોલે છે, ગુજરાતી બોલે છે, મરાઠી બોલે છે, અને અફગાનિસ્તાનમાં રહેનારા તો પુસ્તુ પણ બોલે છે. આ ભાષાઓ કંઇ ખુદાઈ ભાષાઓ નથી, પણ ઉપર બતાવ્યા પ્રમાણે પોતાની સવડ માટે અખત્યાર કરેલી ભાષાઓ છે. જ્યારે એ ભાષાઓને પ્રિય ગણી તે રાત દિવસ બોલવામાં આવે છે, અને પોતાનું ધાર્મિક તથા સંસારી સાહિત્ય પણ તેમાં બહાર પાડ-વામાં આવે છે, તો પછી અંગ્રેજીએ શું ગુન્હો કર્યો છે એ સમજાતું નથી. કેટલાક પોતાના ઘરમાં રાત દિવસ ઉરદુ, મરાઠી, બંગાલી, પુસ્તુ, અથવા ગુજરાતી ભાષાઓ બોલનારા આલિમો એટલે જે આલિમોની માતૃભાષા ઉરદુ, મરાઠી, પુસ્તુ, બંગાળી અથવા ગુજરાતી છે તે તો અંગ્રેજી ભણનાર તરફ કેટલીક વખત એટલો બધો તિરસ્કાર બતાવે છે કે અંગ્રેજી શીખનારનું મોઢું આકબતમાં–ખુદાને ત્યાં કાળું થશે એવું બતાવે છે. જો એવુંજ છે તો પછી અહીં એ દલીલ ઉભી થાય છે કે જો અંગ્રેજી શીખનારનું મોઢું કાળું થશે તો પછી ઉરદુ, મરાઠી,

પુસ્તુ, અંગાળી, ગુજરાતી શીખનારનું મોઢું કેવી રીતે સફેદ રહેવા પામશે એ સમજી શકાતું નથી. શું આલિમોની આ માદરી ભાષાઓ અરબી ભાષાની માફક ખુદાના ત્યાંથી પવિત્ર થઇને આવેલ છે ? આનો જવાબ સાધારણ-બુદ્ધિનો માણસ પણ એજ આપી શકશે કે ખુદાની નજરમાં તો અરબી સિવાય બીજી વ્યવ્હારિક ભાષાઓ સઘળી એક સરખી છે. આલિમોની એ દલીલ હવે આવા ઇલ્મ અને રોશનીના જમાનામાં ટકી શકે એ બનવાજોગ નથી. આલિમો પોતેજ અંગ્રેજી શબ્દો વાપરવા લાગ્યા છે. દાખલા તરીકે સ્ટેશન, ટીકીટ, મેલ, ફર્સ્ટ-ક્લાસ, સેકન્ડ ક્લાસ, થર્ડ ક્લાસ, માસ્ટર, ગાર્ડ, લેટ, ટેબલ, સ્કુલ, બારિસ્ટર, બુટ, કોટ, બટન, જડજ, મ્યુનિસીપાલીટી, મેમ્બર, પ્રેસી-ડેન્ટ, સેક્રેટરી, મારકેટ, ટ્રામ, પેન્સિલ, પોસ્ટ ઓફીસ, કવર, ગીની, કલબ, પાર્સલ, કેસ, મેજીસ્ટ્રેટ, ઈન્સ્પેકટર, પોલીસ, ગવર્નર, વાઇસ-રોય, મેનેજર, હોટેલ, કોફી, ચીમની, ડૉકટર, ટાઇમ, મોટર, રૂલ, કમીશનર, કલેકટર, જેલ, સર્ટીફીકેટ, ટ્રસ્ટી, ફન્ડ, રેવન્યુ, પાસ, ડ્રેસ કૉલેજ, લાઇન, ઓર્ડર, એજન્ટ, વેલ્યુપેએબલ, કમિટી, મિટીંગ, વિગેરે એવા ઘણા અંગ્રેજી શબ્દો આલિમો પોતાના હમેશના વહેવારમાં બોલે છે. આવા શબ્દો હમેશાં બોલનાર સાહેબો શું એમ કહેવા માગે છે કે એવા શબ્દો બોલવાથી મોઢાં કાળાં થશે ? જો અંગ્રેજી શબ્દો બોલવાથી મોઢાં કાળાં થતાં હોય તો પછી ઉપલા અંગ્રેજી શબ્દો બોલનાર કયાં બચી શકે એમ છે ? માટે એવી દલી-લજ ભરૂસાપાત્ર નથી એમ કહીએ તો ચાલે. અરબી ભાષા માટે અમને ઘણું માન છે. બીજી ઉપર બતાવેલી ભાષાઓ તો માત્ર વ્ય-વ્હારીક હોવાથી બધી એક સરખીજ છે. જો અંગ્રેજી બોલવાથી તથા શીખવાથી મુસલમાનની એવી દશા થવાની હોય તો પછી જે મુસ-

લમાનો યુરોપમાં વસ્તા હોવાથી અંગ્રેજી તથા બીજી યુરોપી ભાષાઓ બોલે છે તેમનો છુટકારો થવાની તો આલિમોના કહેવા પ્રમાણે આશા જ ન રાખી શકાય! અમારા સુજ્ઞ વાંચકવર્ગને જણાઇ આવ્યું હશે કે આવા કેળવણી અને સુધારાના જમાનામાં કેટલાક સંકુચિત વિચારના આલિમો અંગ્રેજી ભાષાનું શિક્ષણ છોકરાઓને નહી આપવાની દલીલ લોકો આગળ રજુ કરે છે તે કેટલી બિન પાયાદાર છે. અરબી ભાષાનું શિક્ષણ મુસલમાનો માટે ઘણું અગત્યનું છે એ વાત બેશક ખરી છે; અને મુસલમાનોએ તેને પોતાના ધર્મની અસલ ભાષા ગણી વળગી રહેવું જોઇએ. અમે તો એટલે સુધી કહીએ છીએ કે જો તેઓ તેમ નહિં કરે તો વખત જતાં કદાચ તેઓ પોતાની અસલ ભાષાથી દૂર પડી જવાનો પણ ભય રહે છે. માટે અમે તો તેમને અરબી ભાષા તરફ ખાસ ધ્યાન આપવાની ભલામણ કરીએ છીએ. મુસલમાનોનો ધર્મ દીન અને દુનિયા બન્ને સાચવવાની સુચના કરે છે. "દુનિયા" શબ્દમાં દુનિયા સાચવવાના ઇલ્મ પણ આવી જાય છે. એટલે દીનના ઇલ્મ સાથે દુનિયાનો ઇલ્મ પણ શીખવાનો છે એ ભુલી જવું જોઇતું નથી. અરબી ભાષા સિવાય બીજી જેટલી ભાષાઓ જેવી કે ઉરદુ, મરાઠી, ગુજરાતી, અંગ્રેજી અથવા બીજા કોઇ પણ દેશની ગમે તે ભાષા હોય તે બધી સરખીજ છે. ઉરદુ અને ગુજરાતી શીખવામાં વાંધો ઉઠાવવામાં આવતો નથી, તેમ અંગ્રેજી શીખવામાં પણ વાંધો ઉઠાવવાનો નથી. અને જો ઉઠાવવામાં આવે તો તે વાંધો ઉઠાવનારની અક્કલની પરીક્ષા થાય એમાં પણ નવાઇ જેવું નથી. કેટલાક લોકો કદાચ દલીલ કરશે કે અંગ્રેજી ભણવાથી માણસ બગડે છે, પણ એ દલીલ આધાર વગરની છે. કોઈ પણ જાતનો ઇલ્મ માણસને બિગાડા તરફ દોરતો નથી. આને માટે તો સોબત જોખમદારછે.

આપણે ઘણી વખતે જોઇએ છીએ કે ઘણાં માણસો જે જરા પણ ભણેલા હોતા નથી તે બગડેલા હોય છે, અને તેમનામાં અનેક દુર્ગુણો જોવામાં આવે છે; તો તેમને શું અંગ્રેજી બગાડે છે? તેમનામાં તો અંગ્રેજી શિક્ષણનો એક અંશ પણ હોતો નથી તો પછી તેઓ અંગ્રેજીથી બગડયા છે એમ કહેવું એ શું બિનપાયાદાર ગણાય નહિં? ઘણા આલિમો એવા હોય છે કે જેમણે ધર્મની સારી કેળવણી લીધેલી હોય છે છતાં તેમનામાં જૂઠ, હસદ, કીનો, કપટ તથા બીજાએ કરતાં પણ વધારે ચઢીઆતા દુર્ગુણો જોવામાં આવે છે. તો શું તે દુર્ગુણો તેમનામાં તેમણે લીધેથી ધર્મની કેળવણીને લીધે આવેલા હોય છે? ના, એમ કહેવાની કોઇપણ હિંમત ધરી શકશે નહિં. તો અંગ્રેજી કેળવણીની બાબતમાં પણ એમજ છે. જે કાંઈ કાળજી રાખવાની છે તે સોબતની છે. જો ભાષા શીખવાથી અને બોલવાથી મુસલમાનોનો ધર્મ બગડતો હોય તો પછી એવી દલીલ કરનારાઓના મત પ્રમાણે તો જુદા જુદા દેશોમાં રહેનારા અને રશિઅન, ચીનાઇ, પુસ્તુ, ફારસી, બરમી, મલાઇ, ડચ, કાફરી, અંગ્રેજી, ફ્રાન્સી, વિગેરે ભાષાઓ બોલનારા મુસલમાનો ઇસ્લામી કહી શકાયજ નહિં. અને તેથી બીજા બહારના દેશમાં હાલ જે નવા મુસલમાનો થાય છે અને જે પોતાની ત્યાંની અસલ માદરી ભાષા બોલે છે તે ઇસ્લામના વર્ગમાં આવી શકેજ નહિ. પણ આવું છેજ નહી. ઇસ્લામે મુસલમાનો માટે આવું બંધન રાખ્યુંજ નથી. જો આવું બંધન હોત તો મોલ્વીઓ ગુજરાતી શીખતજ નહી અને ગુજરાતીમાં દીનનાં પુસ્તકો છપાવતજ નહી. કેટલાક આલિમોએ તો કુરઆનશરીફના ઉરદુ તથા ગુજરાતીમાં તરજુમા પણ કરેલા છે. તો જો એની મનાઇ હોત તો તેઓ ઉઘાડે છોગે એવું કામ કરત નહી. આગળ બતાવવામાં આવ્યું છે કે

ગુજરાતી અને અંગ્રેજીમાં કંઈ ફેર નથી. તો ગુજરાતી શીખવા બાળકોને ગુજરાતી નિશાળોમાં મોકલવામાં આવે અને અંગ્રેજી શીખવાથી રોકવામાં આવે એ ચોખ્ખી બેઇનસાફી છે. અને આવી બેઇનસાફી થવાનું આપણા કેટલાક ટુંક વિચારના આલિમો હોવાનું જણાવવામાં આવે છે. આપણે આલિમો ઉપર આથી કાંઇ ટીકા કરવા માગતા નથી; પણ તેમની દલીલ કેટલી ગેરસમજવાળી લાગે છે તે જણાવવા માગીએ છીએ. અંગ્રેજી શીખનારાઓએ હઝરત મહાન પેગમ્બરના મુબારક રોજા ઉપર હુમલો કર્યો હોય એવું તો કદી બન્યું નથી. એ હુમલો કરનારા તો અરબીનાં શિક્ષણવાળા હતા એમ કહેવાય છે. તેમનામાં અરબીનું શિક્ષણ હતું પણ અંતરની સફાઇ નહોતી. અહિં અમારો ઇરાદો કાંઇ ધર્મ સંબંધી વાદવિવાદમાં ઉતરવાનો નથી. પણ ખરી હકીકત લોકો આગળ રજુ કરવાનો છે. ઇસ્લામ કાંઈ લોકોને સાધુ થઇ જંગલમાં જઇ નકામા બેસી રહેવાનું કહેતો નથી, તેમને દુનિયાના રાજકારભારમાં ભાગ લેવાની કાંઈ મનાઇ કરતો નથી. જો તમે દીન અને દુનિયાનાં ઇલ્મ નહિં શીખો તો આગળ નહીં વધતાં ચીંથરે હાલ રહેશો અને નિર્ધન સ્થિતીમાં હશો તો તમે દુનિયામાં કંઈ પણ કરી શકવાના નથી. દુનિયાનાં સાધન તમારી પાસે નહી હોય તો તમે મસજીદો, મદરસા, શફાખાના, સરાઓ, કુવા, વિગેરે કંઈ પણ બંધાવી શકવાનાં નથી. તમે દીન અને દુનિયાના ઇલ્મ તરફ નિષ્કાળજી રાખી તેથી તમારી હાલત પહેલાં જેવી રહી નહી. મુસલમાનો પ્રથમ અરબસ્તાનમાંથી હીંદુસ્તાનમાં આવી માત્ર અરબીનેજ વળગી રહ્યા નહોતા, અરબી સાથે તેમણે અહિંની બીજી ભાષાઓ પણ અખત્યાર કરી હતી અને તે આજ સુધી મોજુદ છે. એ સાબિતી શું ઓછી છે? જ્યારે આપણા

મોં આગળ આવા દાખલો મોજુદ છે તો પછી આપણે શા માટે વિચાર ન કરવો? મરાઠી, ઉરદુ, તથા ગુજરાતીનો રિવાજ એ ભાષાઓ શીખવાથીજ થઇ ગયો છે. અબુલફઝલ અને ફયઝી જેવા તો સંસ્કૃત પણ સારી રીતે શીખ્યા હતા, અને તેમણે હિંદુ ધર્મનાં પુસ્તકોના તે વખતની શાહી ભાષામાં તરજુમા પણ કર્યાં હતા. ઉંડા ઉતરીને જોઇશું તો આવા તો ઘણાએ દાખલા મળી આવશે. ભાષાઓ જાણવાથી કંઇ દીનનું નુકસાન થતું નથી પણ ઉલટો ફાયદો થાય છે. ભાષા જાણનારા પરાયા ધર્મના ટીકાકારોને તેમની ભાષામાં જવાબ આપી શકે છે, તેમની સાથે વાદવિવાદ કરી તેમને સમજ પાડી પોતાના ઉપરના આરોપ દૂર કરી શકે છે, પોતાની ખરી વાત તેમની સમક્ષ સારી ભાષામાં રજુ કરી શકે છે, અને પોતાના ધર્મનાં પુસ્તકો વર્તમાનપત્રો તથા ચોપાનીયા પ્રગટ કરી ધર્મના ફેલાવો કરી શકે છે. ટુંકામાં ભાષા જાણનારા પોતાના ધર્મની તથા પોતાની કોમની મહત્તા બતાવી તેની સારી સેવા બજાવી શકે છે. ગમે તેવો હુશિયાર આલિમ અરબસ્તાનથી આવ્યો હોય, અને તે અહિંની ભાષા ન જાણતો હોય તો તે પોતાના ઇલ્મનો જોઇએ તેવો ફાયદો અહિંના લોકોને પહોંચાડી શકતો નથી; કારણકે અહીંના લોકો તેની ભાષા સમજી શકતા નથી. ભાષાઓ ઉપર કાબુ રાખનારા આલિમો જેટલો દીનનો ફેલાવ કરી શકે છે અને બીજાઓ ઉપર તેની છાપ પાડી શકે છે તેવા ભાષા નહિ જાણનારા આલિમો કરી શકતા નથી એ આપણે અનુભવ ઉપરથી જાણીએ છીએ.

કેટલાક લોકો તો અંગ્રેજીને પાયખાનાની ઉપમા આપવાની હદ સુધી જાય છે; પણ તેમનેજ કબુલ કરવું પડશે કે પાયખાનું એ તંદુરસ્તી જાળવવા અને જીંદગીને ટકાવી રાખવા માટે એક અગત્યની બાબત

છે. જો એના ઉપર લક્ષ રાખવામાં ન આવે તો તરત બીગાડો થાય; વળી જે મકાનમાં પાયખાનું ન હોય તો તે મકાન સારા લોકો માટે તો નકામુંજ ગણાય. માટે આવા સંકુચિત વિચારવાળાઓની દલીલ માફક પણ અંગ્રેજીની ઘણી જરૂર છે. આ જમાનામાં ઘણા માણસો વેપાર માટે પરદેશ જાય છે, અને ત્યાં બરમી, ચીની, ફ્રાન્સી, મલાઇ, કાફરી, ડચ્ચ, અને અંગ્રેજી ભાષાઓ બોલીને એ ભાષાઓમાં પોતાની દુકાનમાં આવનાર ગ્રાહકો સાથે રાત દીવસ વાતચીત્ત કરી સોદા કરે છે. એ ભાષાઓની મારફત પોતાના વેપારમાં બહોળો વધારો કરી હજારો રૂપીયા કમાઈ લાવે છે. એજ પૈસા આવા દલીલ કરનારા આલિમોને એ વેપારીઓ આપે છે તો તેને તે વગર અટકાવે લઇ લે છે અને મદ્રેસા વિગેરેના કામમાં વાપરે છે. વેપારીયો પોતાના ખરા પરસેવાથી પૈસા પ્રદેશમાં પેદા કરે છે પણ તે પૈસા તેમને ત્યાંની ઉપલી ભાષાઓ શીખીને કમાવા પડે છે. એટલે જો એ ભાષાઓ શીખવી તથા બોલવી નાદુરસ્ત હોય તો તે ભાષાઓની મારફત્ત જે કમાઇ થઇ હોય તે પણ આવા આલિમોના ખ્યાલ પ્રમાણે તો નાદુરસ્ત ગણાય. જો આલિમો આ કમાઇને નાદુરસ્ત ગણે તો અમારા મુસલમાન ભાઇઓ જે તકલીફ ઉઠાવી પોતાનો દેશ અને બાલબચ્ચાં મુકીને પ્રદેશમાં વેપાર માટે જવાનું સાહસ ખેડે છે તેમના ઉપર આવા આલિમો એક ભારે આરોપ મુકે છે અને તેમને અન્યાય કરે છે એમ ગણાય. વેપારના ધંધાને ઇસ્લામ ઘણો અગત્યનો ગણે છે અને હજ કરવાના સ્થાન મક્કામાં પણ બધે વેપાર કરવાની ઇસ્લામે છુટ આપેલી છે; તો આવું અગત્યનું કામ બજાવતાં તેમને અન્યાય કરવા જેવું આચરણ અખ્તીયાર કરવામાં આવે તો બેશક તે અન્યાયજ ગણાશે. પ્રદેશી માલને પોતાની ભલાની ખાતર આવા આલિમો વધાવી

લેતા હોય તો પ્રદેશી ભાષા જેની મારફત આવો માલ આવી શકે છે તેને શા માટે વખોડી કહાડવી? માલ જો પૈસા કમાવવાનું સાધન હોય તો શું ભાષા નથી? ચલણી નોટો ઉપર ગીનીઓ ઉપર રૂપીયા પૈસા ઉપર બધે ઇંગ્રેજી હોય છે અને આવા ઇંગ્રેજીના શીક્ષણથી વિરૂદ્ધ બોલનારા હમેશા પોતાના ગજવામાં તે ઘાલીને ફરે છે એટલુંજ નહી, પણ ઘડીયાલ, હાંડીયો, ગલાસ, ચીમની, કાગળ, દવાદ કલમ, તથા ગાલીચા વિગેરે ચીજો ઉપર આ ઇંગ્રેજી ભાષામાં મારકા લખેલા હોય છે તો પણ તેમનો મસ્જીદોમાં ઉઘાડા છોગે ઉપ્યોગ કરવામાં આવે છે તો તે વખતે ઇંગ્રેજી સામે વાંધો ઉઠાવવામાં આવતો નથી. આપણે આથી અમારા આલિમોને કંઈ હલકા પાડવા માગતા નથી. આપણને તેમના માટે ઘણું માન છે, પણ જ્યારે આવા જમાનામાં તેઓ ઇલ્મિવાળા થઇને આવી દલીલ કરે છે ત્યારે બીજા લોકો તેમની તરફ શકની નજરથી જુવે છે એ આપણે તેમને યાદ દેવડાવીએ છીએ. આપણે દીની ઇલ્મિના કાંઇ દુશ્મન નથી. આપણે તો તેની ખાસ ભલામણ કરીએ છીએ પણ તે સાથે જમાનાના વ્યાજબી સંજોગો પણ ધ્યાનમાં રાખવાની ભલામણ કરીએ છીએ.

આલિમો આગેવાન શેઠીયાઓ પાસે ગામેગામ મદ્રેસા કઢાવી પોતાની રોજી શોધે અને સાથે સાથે ઇલ્મનો પણ ફેલાવો કરે એ ઘણી સારી વાત છે. આપણે દીની ઇલ્મનો ફેલાવ થવાથી ઘણાજ ખુશી છીએ; પણ તે સાથે એટલું તો જણાવીશું કે જ્યારે તેઓ લોકોને ખરો રસ્તો બતાવશે ત્યારેજ કોમના ખરા ખેરખ્વાહ અને ઇસ્લામના પાબંદ ગણાશે. આ જમાનામાં શાહી જબાન—ભાષાના શિક્ષણની ઘણી જરૂર છે એ પણ તેમણે પોતે તે ભાષા શીખી લોકોમાં દાખલો બેસાડવો જોઇએ, અને જેમ તેઓ ઉરદુ તથા ગુજરાતી જે

માત્ર દુનિયાની ભાષાઓ છે તે શીખે છે તેમ અંગ્રેજી શાહી ભાષા પણ શીખી લોકોને તેના ફાયદા સમજાવવા જોઇએ. અરબી શીખી મોલ્વી થવાનો હાલનો હેતુ તો ઘણે ભાગે કોઇ મસ્જીદ કે મદરેસામાં નોકરી કરવાનોજ જણાય છે. કેમકે હિંદુસ્તાનમાં કોઈ ભારે મદ્રેસામાં ઇલ્મ શીખી આલીમો જ્યારે બહાર નીકળે છે ત્યારે તેઓ બીજે ઠેકાણે જઇ કોઈ મદરેસામાં છોકરા પઢાવવાની કે મસ્જીદની પેશ ઇમામી કરવાની નોકરી ખોળે છે કે કાંતો ગામેગામ ફરી પૈસા લઇ વાઅઝ કરી પોતાની રોજી પેદા કરે છે. આ ઉપરથી માલમ પડે છે કે આવો ભારે દીની ઇલ્મ શીખીને પણ આલિમો મહીને પાંચ પચીસ રૂપીઆ પેદા કરવા પાછળજ પોતાનો વખત રોકે છે. પહેલાના જમાનામાં એમ નહોતું. લોકો ખાસ ખુદાને માટે ઇલ્મ શીખતા હતા અને શીખવતા હતા. હવે આ જમાનામાં તો ઉપર બતાવ્યા પ્રમાણે દીની ઇલ્મને પણ રોજી પેદા કરવાનું સાધન કરી નાખ્યું છે. જો આવું છે તો પછી દીની ઇલિમ ઉપરાંત જેથી સારી નોકરી અને રોજી મળે એવો ઇલ્મ શા માટે ન શીખવો ? દીનનો ઇલ્મ તમે ભલે શીખો, ભલે તેમાં નિપુર્ણતા મેળવો, પણ તે શીખીને પણ તેને જો રોજી મેળવવાનું તથા દુનિયા કમાવાનું સાધન બનાવવું હોય તો જેથી સારી રોજી મળે તેવા ઇલ્મ તરફ ધ્યાન આપવામાં શું ખોટું છે ? આથી કદાચ સંકુચિત વિચારના માણસો એમ કહી ઉઠશે કે અમે દીનના ઇલ્મની હિમાયત કરતા નથી. પણ એમ નથી. અમે તો અમારા દીની ઇલ્મની પુરેપુરી હિમાયત કરતા આવ્યા છીએ, કરીએ છીએ, અને કરે જઇશું. અમો તો આગળ ભાર દઇને કહી ગયા છીએ કે દીની ઇલ્મ તમામ મુસલમાન સ્ત્રી પુરૂષ માટે ફરજીઆત છે અને તે ચીન જેવા દુર દેશમાં હોય તો ત્યાં જઇને પણ તે શીખવોજ જોઇએ; તે સાથે શાહી

ભાષા જે શીખવાથી તમે લોકોની તથા સરકારની નજરમાં વિદ્વાન બાહોશ અને આગળ પડતા ગણાઓ તે તરફ પણ લક્ષ આપવું જોઇએ. એ ભાષા શીખવા માટે સરકારે આપણને જોઇએ તેવી સવડ કરી આપી છે અને સરકાર આપણને શિક્ષણ મળે તેટલા માટે લાખો રૂપીઆ ખર્ચે છે તો તેનો પણ જમાનાનાં સંજોગો જોઇને આપણે લાભ લેવો જોઇએ. આપણે યાદ રાખવું જોઇએ કે આ જમાનામાં મોટા સરકારી હોદ્દા અંગરેજી ભાષા જાણનારજ ઘણે ભાગે મેળવી શકે છે; કંઇ મોલવી ફાઝિલ થએલા મેળવી શકતા નથી. મોટા આલિમ થઇ આલીને મહીને દહાડે પાંચ પચીસ રૂપીઆની નોકરી મહા મુસીબતે ખોળીકાઢે છે ત્યારે તેટલુંજ અંગ્રેજી શીખેલો ૫૦૦, ૭૦૦ રૂપીઆની નોકરી ઉપર જાય છે. અમારૂં કહેવું એમતો નથીજ કે દીની ઇલ્મ ન શીખવો. અંગ્રેજી ભણનારાઓએ પણ પ્રથમ દીની ઇલ્મ શીખવો જોઇએ, અને પછી અંગ્રેજી તરફ લક્ષ આપવું જોઇએ. અમે જ્યારે દુનિયાના સંજોગોને ધ્યાનમાં લઇ દીની ઇલ્મ સાથે અંગ્રેજીની પણ ભલામણ કરીએ છીએ ત્યારે અમને ભય છે કે અમારા આ કહેવાનો અર્થ કેટલાક આલિમો બળતોજ કરવાની કોશીશ કરશે. તેઓ લોકો આગળ કદાચ કહેવા તૈયાર થઇ જશે કે "અમે દીની ઇલ્મ શીખી અમારૂં ઇમાન કાયમ રાખી ખુદાને રાજી રાખીશું. અમારે અંગ્રેજી શીખી અમારૂં ઇમાન જાય તેવું કરવું નથી." તો આને માટે પણ આપણે એમ કહી શકીશું કે માત્ર દીની ઇલ્મ શીખવાથીજ ઇમાન રહેતું નથી. અરબી તો ઘણા અંગ્રેજો તથા બીજા લોકો પણ શીખેલા હોય છે. અને કેટલીક કોલેજોમાં તો યુરોપીઅનો તથા બીજી કોમના લોકો અરબીના પ્રોફેસર પણ હોય છે તો તેથી કંઇ વળતું નથી. ઇમાનનો આધાર તો અમલ—કર્તવ્ય ઉપર રહેલો છે.

સારા અમલ કરવાથી ઇમાન સલામત રહી શકે છે. ઘણા માણસો થોડો ઇલ્મ શીખેલા હોય છે તોપણ તે પોતાના અમલ દુરસ્ત રાખી પોતાનું ઇમાન ટકાવી રાખે છે, અને ઘણા એવા પણ હોય છે કે જે દીની ઘણો ઇલ્મ શીખેલા હોય છે પણ તેમની દાનત સારી નહી હોવાથી માઠા અમલથી તેઓ પોતાનો ઇમાન સાચવી રાખવામાં નિષ્ફળ નીવડે છે. આવા દાખલા પણ આપણે ઘણા જોયા છે, કારણ કે એક મસલા માટે જ્યારે તકરાર ઉઠે છે ત્યારે એક આલિમોનો વર્ગ બીજા આલિમોના વર્ગને મુશરિક, મુરતિદ, બેઇમાન તથા કાફર સુધ્ધાં કહી નાખે છે. પહેલા વર્ગનાં આલિમો જેવી રીતે દીની ઇલ્મ શીખેલા હોય છે તેવીજ રીતે બીજા વર્ગના પણ શીખેલા હોય છે. અહિં દીની ઇલ્મનો કંઇપણ ખ્યાલ રાખવામાં આવતો નથી. તો આપણે પણ નેક નઇયત જોવાની છે. શું એકલું ઉરદુ શીખેલા અથવા એકલું ગુજરાતી શીખેલા સારા નેક માણસો હોતા નથી? દીની ઇલ્મ તેઓ પોતાને જોઇતો શીખી, બીજો ઉર્દુ તથા ગુજરાતી ઇલ્મ દુનીયાનો શીખે છે અને સારા અંમલ કરી પોતાના ઇસ્લામ ઉપર કાયમ રહી શકે છે. આ વર્ગના લોકોમાં વેપારી શેઠીયાઓનો ઘણે ભાગે સમાવેશ થાય છે. તેમને દીનનો-થોડો ઇલ્મ હોય છે તોપણ તેઓ નેકી ઉપર કાયમ રહે છે અને તેનો પુરાવો એટલોજ બસ છે કે તેઓ બીચારા નેકીને ખાતર આલીમો તેમની પાસે હજારો રૂપીયા ખરચાવે છે તોપણ ખરચે છે. અહીં આપણે એમ કહેતા નથી કે કોઇએ આલિમ ન થવું. આલિમ તો થવું જોઇએ. પણ તે પહેલાંના જમાનામાં જેવા આલિમ હતા તેવા થવું જોઇએ. આલિમ થઇને પછી વેપારી શેઠીયાઓના મદરસાની નોકરી શોધવી, અગર તો ટુંક પગારમાં પેશઇમામની નોકરી શોધવી, અથવા ગામેગામ ફરી પૈસા મેળવવા ફાંફાં મારવાં

એ અમે આલિમના દરજાથી ઉતરતું સમજીએ છીએ. તેમણે આ સૌ કામ ખુદા વાસતે કરવાં જોઇએ. વળી બધાઓજ કાંઇ આલિમ થવાના નથી. તેમણે બેશક જોઇતો ઇલ્મ શીખવાનો છે. જો બધાજ મોલવી થશે તો હાલ મોલવીઓને જે પાંચ–પંદરની નોકરી મળે છે તેટલી પણ મળી શકસે નહી. અને વેપાર રોજગાર હુન્નર વિધ્યા, તથા ખેતી–વાડી જેના ઉપર દેશની આબાદીનો આધાર છે તેનું તો નામ નીશાન મટી જશે. ઇસ્લામ દીન તથા દુનિયા બન્ને તરફ લક્ષ આપવાનું કહે છે. જો દુનીયાની આબાદીનો ખ્યાલ નહી રહે તો પછી ઇસ્લામ કોના માટે? દીની ઇલ્મ કોના માટે ? અને મોલ્વીઓ કોના માટે ? માટે દુનિયાની આબાદી માટે ઉપલી ચીજોની જરૂર છે. જો મોલવીઓ દીની ઇલ્મ સાથે હાલના જમાનાની અંગ્રેજી ભાષા શીખે તો તેઓ ઘણું સારૂં કામ કરી શકે. તેઓ ઉર્દૂ અને ગુજરાતી શીખે છે તો પછી અંગ્રેજી શીખવામાં શું બુરાઇ છે ? અંગ્રેજી તેમને આવડે તો જરૂર તેઓ તે ભાષામાં વાઅઝ કરી શકે એટલુંજ નહી પણ તે પ્રદેશમાં જઇ તે ભાષામાં ઇલ્મનો ફેલાવો કરી દીનની સારી સેવા બજાવી શકે. તેમના અંગ્રેજી શીખવાથી દીનને ફાયદો છે કાંઇ નુકશાન નથી. તેમને અંગ્રેજીની આ જમાનામાં ડગલે ડગલે જરૂર પડે છે. એક ગામથી કોઇનો તાર આવ્યો હોય તો તે વખત તેમને આમતેમ ફાંફાં મારવાં પડે છે. પોતે ગમે તેવા કાબિલ મોલ્વી હોય છે પણ એક સાધારણ તાર વાંચવા જેટલી પણ તેમનામાં તાકત હોતી નથી. આ વખતે તેમને તેની જરૂર તો જણાય છે. પણ તેઓ તે ભાષા શીખેલા નહી હોવાથી પોતાની વાત જાળવી રાખવાની ખાતર દલિલ કરે છે, કે “ આપણે એ ઇલ્મનું શું કામ છે, આવા તારના મામલા તો કોઇ વારજ બને છે તેથી કોઇ વાર જરૂર પડે

તેટલા માટે તે શીખી ઇમાનની ખરાબી કરવી તે કરતાં તે નહી શીખી કોઇ શીખેલા પાસેથી આપણું કામ કઢાવી લેવું તે સારૂં છે!" આ દલીલ એવી છે કે ગોળ ખાવો અને ગોળપાપડીની પરહેઝી! શું બંગાળી, બરમી, મરાઠી અને ગુજરાતીથી પણ અંગ્રેજી ભાષા ખરાબ છે? જો એવુંજ છે તો પછી તે અંગ્રેજી ભાષામાં ચલણી નોટો, ગીનીઓ, ડ્રાફ્ટો, હુંડીઓ, તારના સંદેશા, વીલનામા, કોર્ટનાં ફેસલા વિગેરે શા માટે સાચવી રાખો છો? જો અહીં જરૂરતનો સવાલ ઉભો કરતા હોવ અને એમ કહેતા હોવ કે આવા અંગ્રેજી લખાણ વગર ચાલતું નથી માટે તેની જરૂર હોવાથી તે સાચવી રાખવા પડે છે. જ્યારે લખાણની જરૂરત પડે છે ત્યારે શું તેને વાંચવાની અને સમજવાની જરૂરત પડતી નથી? જો આવા લખાણની જરૂરત હોય તો પછી તે વાંચવાની તથા સમજવાની પણ જરૂરત હોય. જેને ઓરત કરવાની જરૂરત હોય તેનું શું—તે ઓરતની માહીતી મેળવવાની જરૂરત ન હોય? ઇસ્લામ કંઇ આંખો મીચીને અને અક્કલને તાળું મારી ચલાવવાનું કહેતો નથી. ગુજરાતી ભાષામાં કુરઆન શરીફનો તરજુમો થએલો છે તે કહી આપે છે કે એવી ભાષાની દીન તથા દુનિયાને માટે જરૂર છે. હવે તો દીની કિતાબોના અંગ્રેજીમાં પણ તરજુમા થઇ ગયા છે. જો અંગ્રેજી શીખવાનું દીનથી મના કરેલું હોત તો મોલ્વીઓ અરબી ઉપરથી અંગ્રેજીમાં કુરાનશરીફ તથા તફસીરોના તરજુમા કરતજ નહી. કેટલાક આલિમોએ દીની કિતાબોના, ઉર્દુમાં તરજુમા કરેલા છે. હવે જમાનો બદલાતો જાય છે અને ઇસ્લામ ખુદાતઆલાએ સઘળા જમાનાને માટે પેદા કરેલ છે. ગમે તેવો જમાનો આવે પણ ઇસ્લામને તેથી કંઇ અડચણ આવવાની નથી. હાલમાં જમાનાનું રૂપ એટલે સુધી બદલાઇ ગયું છે કે જે મોલવીઓ વગર વિચારે અંગ્રેજી ભણનારાઓ

ઉપર આરોપો મૂકતા હતા અને તેમને જહન્નમી કહેતા હતા તે હવે અંગ્રેજી ભણનારાઓને જલસા વખતે પ્રેસીડેન્ટ થવા આગ્રહપૂર્વક વિનંતી કરે છે, અને અંગ્રેજીમાં ચઢતી પરીક્ષામાં પાસ થઇ મોટા હોદ્દો મેળવનારાઓને ઘેર જઇ જઇને મુબારકબાદી આપી તેમની મદદ માગે છે. અહીં કહેવાનો ભાવાર્થ માત્ર એટલોજ છે કે જે લોકો અંગ્રેજીને ઉઘાડે છોગે ખોટું કહેતા હતા અને તે શીખનારને જહન્નમી બતાવતા હતા તે પણ હવે અંગ્રેજી ભાષા અને તેનાં જાણનારનો આશ્રય લેતા થઇ ગયા છે. આનો અર્થ એજ કે હવે દીવસે દીવસે અંગ્રેજી ભાષાનો પ્રસાર વધતો જાય છે. તે આજકાલ શાહી ભાષા હોવાથી તેમાં ઘણાં પુસ્તકો લખાઇ ગએલાં જોવામાં આવે છે. હાલ ઘણે ભાગે કોર્ટોમાં પણ તેજ ભાષા ચાલે છે. અને ઘણી વખતે આલિમોને પણ દુનિયાના અથવા દીનનાં કામમાં પ્રસંગ આવે એ ભાષામાંજ સરકારી હાકેમને અરજ કરવી પડે છે. આવી અરજીઓ અંગ્રેજીમાં લખાએલી હોય છે, અને તે ઉપર આલિમ સાહેબ પોતાની સહી કરી અધિકારી આગળ રજુ કરે છે. ગમે તેનું લખાણુ હોય પણ જેની તે ઉપર સહી હોય તેનુંજ તે ગણાય. એટલે તેમની તે ઉપર સહી હોવાથી તે અંગ્રેજી અરજી આલિમ સાહેબનીજ ગણાય. જો અંગ્રેજી ભાષાથી ગુન્હો થતો હોય તો પૈસા ખરચીને શા માટે એવી અરજીઓ તૈયાર કરવામાં આવે છે? જ્યારે અંગ્રેજીની આટલી બધી જરૂર પડે છે તો પછી તે શીખવા માટે કેમ બેદરકાર રહેવું અને બીજાને શા માટે તે તરફ બેદરકાર રાખવા? શું કોમને નિર્ધન બનાવવી છે? શું દસ પંદર કે પચીસ રૂપીઆની નોકરી પાછળ ફાંફાં મરાવવા છે? આ જમાનામાં તો પર કોમનાં ન્હાનાં છોકરાં પણ એ શાહી ભાષા શીખી હોશીયાર થઇ ગયાં છે, અને અમારી કોમના

કેટલાક ફીલસુફો અમને તે શીખવાની મનાઇજ કરી રહ્યા છે! નાનાં નાનાં છોકરાં રેલ્વે ઉપર, દુકાનો ઉપર, અને રસ્તાઓ ઉપર અંગ્રેજીમાં લખેલા પાટીઆ વાંચી સમજી જાય છે જ્યારે અમારી કોમના આગેવાનો તેટલી લ્યાકત પેદા કરવાની પણ દરકાર રાખતા નથી. અંગ્રેજી ભાષાની આટલી બધી અગત્યતા જાણ્યા પછી જે લોકો પોતાની કોમને તે શીખવાની મનાઇ કરે છે, અને શીખનારને જહન્નમી બતાવે છે તે કોમના બાળકોને પટાવાળા થઇ પર કોમનાં ખાસડાં ઉપાડવા માટે લાયક કરે છે એમ શું નહી કહેવાય? આલિમો માટે આપણને માન છે અને આપણે તેમને અક્કલવાળા ગણીએ છીએ, તો આશા છે કે તેઓ પોતાની અક્કલનો સારો ઉપયોગ કરી કોમની હાજતો તરફ લક્ષ પહોંચાડશે તો તેઓ ઇસ્લામની ખરી સેવા બજાવે છે એમ ગણાયા વગર રહેશે નહી.

આગળ આપણે જણાવી ગયા છીએ કે હાલના જમાનામાં મુસલમાનોએ પ્રથમ પોતાના ધર્મનો દીની ઇલ્મ શીખી પોતાના મઝહબ ઉપર કાયમ થઇ બીજા દુનિયાના ઇલમો પણ દુનિયાનો કારભાર સારી રીતે ચલાવવા માટે લાયક થવા શીખવાં જોઇએ. અમો ખાસ ભલામણ કરી ગયા છીએ અને કરીએ છીએ કે મુસલમાનોએ સૌથી પહેલાં પાક કુરાનેશરીફનો અરબી ઇલ્મ શીખવો ને પછી ઇસ્લામનાં સુફી–યોગી–મહાત્માઓએ જે ભાષામાં સુલુક–યોગનાં પુસ્તકો લખ્યાં છે તે ફારસી ભાષાનો ઇલ્મ શીખવો, તે પછી ઉરદુ જેમાં મુસલમાનોનાં ધર્મની મોટી મોટી કિતાબોના તરજુમા થએલા છે તથા દીની કિતાબો લખાએલ છે તે ઉરદુનો ઇલ્મ શીખવો. તે પછી જે દેશમાં અથવા જે ભાગમાં આપણે રહેતા હોઇએ ત્યાં ચાલતી ભાષાનો ઇલ્મ શીખવો, અને તે પછી શાહી કોર્ટની ભાષાનો ઇલ્મ

શીખવો. ઉપલી ભાષાઓ ઘણી ઉપયોગી છે, અને તે જેટલી શીખાય તેટલી શીખવી જોઇએ. અમો અમારી દીની કિતાબો જે ભાષામાં લખાએલ છે તે શીખવાની ખાસ ભલામણ કરવા ઉપરાંત બીજી વેહવાર ચલાવવામાં ઉપયોગી નીવડે તેવી ભાષા શીખવાની પણ જરૂર જોઇએ છીએ. એવી ભાષા હાલમાં અંગ્રેજી ગણાય છે; કારણકે તેનો ઘણો ફેલાવો થઈ ગયો છે. તે કોર્ટોમાં પણ જારી થઈ ગઈ છે એટલુંજ નહી, પણ તે હાલ રાજકર્તાઓની ભાષા ગણાય છે. રાજકર્તાઓની ભાષા રૈયતે જાણવીજ જોઇએ. જો ન જાણે તો રાજકર્તા અને રૈયત એક બીજાના ઘાડામાં સંબંધમાં આવી શકે નહી.

એ ભાષાની ઉપયોગિતા માટે આપણે આગળ જણાવી ગયા છીએ તે ઉપરથી વાંચક વર્ગને ખાતરી થઈ હશે કે અંગ્રેજી ભાષાના શિક્ષણ તરફ હાલના સંજોગોને જોતાં બેદરકારી રાખવામાં ફાયદો નથી. બીજા લોકો ગમે તેટલું કહે પણ જરા વિચાર કરશો તો જણાશે કે જે લોકો આ ભાષા વધારે શીખ્યા છે તેજ સરકાર દરબારના કામમાં વધારે ભાગ મેળવતા થયા છે. ગુજરાતમાં આપણે જોઇશું તો ઘણે ભાગે આ ભાષા જાણનારજ અધીકારીઓના હોદ્દા ભોગવે છે. તેઓજ વધુ ફાયદો મેળવે છે. આથી આપણું કેહવું એમ નથી કે મુસલમાનોએ ફક્ત અંગ્રેજી શીખવું. પહેલાં તેમણે પોતાનો દીની ઇલ્મ અખત્યાર કરવો અને તેઓ પછી આ જમાનામાં દુનીયામાં જો પોસાવા માગતા હોય તો તેમણે આ ભાષા પણ સારી રીતે શીખવી. ગમે તેવો દીની ઇલમ તેઓ શીખ્યા હશે પણ થાડી ભાષાની તેઓ તેમનામાં તે શીખ્યા વગર ખામીજ જણાશે; માટે હમારા મુસલમાનભાઇઓ દીની ઇલ્મ શીખી પાકા મુસલમાન થાય તે સાથે

તેઓ દુનીયામાં પણ સારી રીતે પોસાય અને કોમને આગળ વધારવા લાયક થાય તેટલા માટે આપણે તેમને આ અંગ્રેજી શાહી ભાષા ભણવાની ભલામણ કરીએ છીએ. દીનનો ઇલ્મ જતો કરીને કાંઇ એ ભાષા શીખવાની હિમાયત કરતા નથી પણ દીનનો ઇલ્મ શીખ્યા પછી દુન્યામાં આગળ વધવા તે ભાષા જરૂરની હોવાથી તે શીખવાની હિમાયત કરીએ છીએ. આજકાલ બધે સ્વરાજ્યની ચળવળ થઇ રહી છે, અને કેટલાક મુસલમાનો પણ તેને લગતી બાબતો તરફ નજર કરતા થયા છે પણ આપણે તેમને કહીશું કે તમે તમારા મનમાં ગમે તેવા ખિયાલ બાંધો પણ જ્યાં સુધી કોમ એ શાહી ભાષામાં પાછળ છે ત્યાં સુધી આપણે પાછળ છીએ. કારણકે રાજ્યનું ધોરણજ એ ભાષા મારફત ચાલે છે; તો હાલતો તેનું ધોરણ સમજવા અને તેમાં કાબીલ થવા એ ભાષાની ખાસ જરૂર છે. હજુ એ ભાષામાં કોમ જોઇએ તેવી પ્રવીણ થઈ નથી ત્યાં સુધી તે સ્વરાજ્યનું રહસ્ય સમજવા પાછળ છે એમ લોકો કહી શકે. હીંદુસ્તાનમાં પારસીઓની વસ્તી બધી થઇને લગભગ ૮૦ હજાર જેટલી હશે અને મુસલમાનોની લગભગ ૮ આઠ કરોડની હશે. હવે આ બન્ને કોમની આ ભાષાના શિક્ષણની બાબતમાં સરખામણી કરશો તો માલુમ પડી આવશે કે પારસી કેટલા ગ્રેજ્યુએટ નીકળશે અને મુસલમાનો કેટલા નીકળશે? કોઈ સરકારી ખાતું એવું નહી હોય કે જ્યાં પારસી એ ભાષાના શિક્ષણના લાધે કોઈ સારો અગત્યનો હોદો ભોગવવા ભાગ્યશાળી નહી હોય. આ સઘળું આપણે હમેશાં નજરોનજર જોઇએ છીએ, અને ઘણી વખત મુસલમાનોને તેમની બેદરકારી માટે બોલો પણ સંભળાવીએ

છીએ; પણ આપણે તેના તરફ કેટલા બેદરકાર અને કેટલા પાછળ છીએ તે આપણે ખિયાલ કરતા નથી.

ગઈ સાલ મુંબઈ યુનીવર્સિટીની બી. એ. ની પરીક્ષાનું પરિણામ બહાર પડયું ત્યારે તે ઉપર અમારા મુસલમાન ભાઈઓએ ભાગ્યેજ ધ્યાન પોંહચાડયું હશે. એ પરિક્ષામાં ૧૨૦૦ વિધાર્થીઓ બેઠા હતા જેમાંથી ૬૯૩ પાસ થયા હતા. પરિણામ—રિઝલ્ટ ૫૮ ટકા જેટલું આવ્યું હતું છતાં તેમાં મુસલમાનો માત્ર આસરે ૨૦ ના અંદર પાસ થયા હતા. બીજી કોમના લગભગ ૭૦૦ માણુસો બી. એ. માં પાસ થઇ સારા હોદાઓ માટે લાયક થવા પામ્યા છે ત્યારે મુસલમાનોમાં માત્ર નામનાજ લાયક થવા પામ્યા છે. આ તફાવત કાંઇ જેવો તેવો નથી. રાજકારભારનો હક મેળવવા માટે જ્યાં લાયકીનો સવાલ હોય તો ત્યાં આ નજીવી સંખ્યા કોમને શું ફાયદો પોહોંચાડી શકે એ જોવાનું છે. જો કોમ સ્વરાજ્ય મેળવવા બીજાઓની પેઠે આતુર હોય તો તેણે પોતાની હાલતનો ભયાસ કરવો જોઇએ કે ચાલુ જમાનાની કેળવણીમાં તે કેટલી પાછળ છે. એજ બી. એ. ની પરિક્ષામાં મુસલમાનો સાથે ૧૬ સ્ત્રીઓ પણ પાસ થઇ છે. એટલે સ્ત્રીઓ પણ મુસલમાનોના જેટલી હદે લગભગ આવી લાગી છે. કોમની હાલત આવી છે છતાં લોકો તેની કેળવણી તરફ કાંઇ પણ કાળજી રાખતા હોય એમ ઉપલી હકીકત જોતાં નીકળી આવતું નથી. સ્વરાજ્ય મેળવવા માટે પ્રયત્ન કરવા સાથે કોમમાં કેળવણીનો વધારો કરવા પ્રયત્ન કરવો જોઇએ, અને કેળવણી ફરજીઆત ધોરણ ઉપર મુકાય તેવો જોશ અને ઉત્સાહ દેખાડવો જોઇએ. બી. એ. માં પાસ થએલી સંખ્યામાં લગભગ વીસ મુસલમાનો અને ૧૬ સ્ત્રીઓનો મુકાબલો કરી બતાવતાં મન પાછું પડે છે; પણ લાચારીથી સરખામ-

ખુની ખાતર બતાવવું પડે છે. આશું ઓછી બદનામી છે. શું હજુ પણ કોમના માટે વિચાર કરવાનો વખત આવી લાગ્યો નથી? જો આવું થોડા વરસ વધુ ચાલ્યું તો પછી આટલી સરખામણીમાં પણ મુસલમાનો ટકવાના નથી. કોમના જોવા જાણવા અમે બી. એ. ની પરિક્ષાની સરખામણી બતાવી છે; પણ બધી કલાસોમાં એવું છે એમ જો કોમ જોશે તો તેને જણાઇ આવશે. આ તકે આપણે મશાયખો, પીરજાદાઓ, આલિમો, મોલવીયો, હાફેજજીઓ, પેશ ઇમામો—મુતવલ્લીયો પટેલીયાઓ, તથા બીજા તમામ આગેવાનોને વિનંતી કરીશું કે કોમની આવી સ્થીતી તરફ તેમણે ધ્યાન પોંહચાડવું જોઇએ. આ સવાલ હસી કહાડવા જેવો નથી. તમે ભલે મસજીદો બંધાવો, તમે ભલે ખાનકાહો બંધાવો, તમે ભલે મદ્રસા બંધાવો, તમે ભલે દવાખાના યતીમખાના તથા જમાતખાના બંધાવો, પણ જ્યાં સુધી તમે કોમની આ ચાલુ સ્થીતી તરફ નજર કરી નથી ત્યાં સુધી તમે કોમ તરફની ફરજ બજાવવામાં પાછળ છો એમજ કહેવાશે. મોલવી જસટીસ સૈયદ અમીરઅલી, મોલવી જસટીસ અબદુલરહીમ, મોલવી પ્રોફેસર ઝિયાઉદ્દીન, મોલવી હબીબુરરેહમાન શેરવાની વિગેરેના દાખલા તરફ નજર કરો કે તેમણે દીની ઇલ્મ સાથે અંગ્રેજી ભાષાનું સારૂં શિક્ષણ લઇ મોલવીના નામને કેવું આગળ વધાર્યું છે. કેટલાક લોકો ઘણી વખત આવી બાબતમાં જન્નત દોજખનો સવાલ લાવી ઉભો કરે છે પણ આપણે કહીશું કે જન્નત દોજખનો નીવેડો કરવાનું કામ ખુદાતાલાનું છે.

ઘણા માણસો સમજતા છતાં જુઠું બોલે છે, હસદ રાખે છે, દેવાળાં કહાડે છે, યતીમોનો તથા બેવાઓનો માલ ખાઇ જાય છે. સગા સબંધીઓને પાયમાલ કરે છે, પાડોસીઓને હલાક કરે છે, જુઠા ચોપડા લખે છે, વ્યાજ ખાય છે, તો તેવી બાબતોમાં દોજખ જન્ન-

તને યાદ રાખવામાં આવે તો કદાચ વધારે ફાયદો થાય. જો કોમ અંગ્રેજી નહીં ભણે તો બીજા ભણેલા લોકો ભણીને ઇસ્લામને તે ભાષામાં બીજાઓ આગળ ગમે તે સ્વરૂપમાં મુકવા પાછા પડશે નહી. અને કોમ એ ભાષા સમજતી નહી હોવાથી તેને ખબર સુદ્ધાં પડશે નહી કે દુનીયામાં શું થઇ રહ્યું છે. આપણે આગળ કહી ગયા છીએ કે કોઇ પણ ઇલ્મ ખોટા કામ કરવાનું શીખવતો નથી. એને માટે તો સોબતજ જવાબદાર છે. કેટલાક લોકો જેને અંગ્રેજીનો એક અક્ષર પણ આવડતો નથી તે પીઠામાં બેસીને ધોળે દિવસે કેફી વસ્તુઓનો ઉપીયોગ કરે છે. એટલે અંગ્રેજીથીજ આદમી બગડે છે એમ નથી. અમારૂં કહેવું એમ નથી કે અંગ્રેજી ભણેલા બધા સારા હોય છે. જેમ અરબી શીખીને કેટલાક લોકો પોતાના અકીદામાં ફેર કરી બગડી જતા હશે, અને યઝીદની માફક ખોટાં ચલણ અખત્યાર કરતા હશે તેમ કદાચ અંગ્રેજીવાળાઓમાં પણ કેટલાક નીકળી આવે એ બનવાજોગ છે. પણ તેથી ઇલ્મ ન શીખવો એવું સાબીત થતું નથી. સારૂં અરબી શીખેલો ઉલમાઓનો એક વર્ગ ઉલમાઓના બીજા વર્ગને મુશરિક, મુરતદ, કાફર વિગેરે પહેલાંથી કહેતો આવે છે અને કહે જાય છે. આ કંઈ નવી વાત નથી તેથી જો કોમ એવી વાતો પર ધ્યાન દેશે તો તે કાંઇ પણ કરી શકવાની નથી. માટે હાલતો તેણે દીની ઇલ્મની સખત તાકીદ સાથે દુનિયાના હાલના જરૂરના અંગ્રેજી ઇલ્મ તરફ પણ ધ્યાન પોંહચાડવું જોઇએ, કે જેથી કોમ ઉપર વિદ્યામાં પાછળ હોવાનો જે કલંક છે તે મટી જાય. આપણે કોમના આગેવાન મશાયખો, પીરજાદાઓ, આલિમો, મોલવીઓ, હાફેજજીઓ વિગેરેના કાંઇ દુશ્મન નથી. તેમ આપણે તેમને કદી પણ હલકા પાડવા માંગતા નથી. આપણે

તો એમજ સમજીયે છીએ કે એ લોકો દીનના થંભ છે અને માનને લાયક છે; પણ તેમણે હાલના જમાનામાં કોમ કઇ બાબતથી માન મેળવી શકે એમ છે એનો પણ વિચાર કરવો ઘટે છે. કોમ ઇંગ્રેજી ભણશે તો પોતાનું સાંભળશે નહી, અથવા પોતાને માનશે નહી એ-ખ્યાલ કરવાનો નથી. કારણ કે સારી કેળવણી પામેલા તો બધાનું સાંભળે છે અને જે ખરૂં હોય તેજ કરે છે. ઇસ્લામ ખરો છે તેમાં કંઇ સંતાડવાનું અગર શક લાવવાનું કાંઇ છેજ નહો તો કોમ ગમે તેટલું અંગ્રેજી શીખે તોપણ તેથી ઇસ્લામને ગેરફાયદો થશે એમ માનવાનું નથી. ઇસ્લામતો ૧૩૩૭ વરસથી તેવીજ પવિત્ર હાલતમાં પસાર થઇ આજ સુધી ટકી રહયો છે. જો તેમાં ખામી હોત તો કોમની આવી પડતીના વખતમાં તે ટકી શકત નહી; પણ તે તો એક એવી શકતી છે કે જે દીવસે દીવસે કોમમાં નવુંજ જીવન પેદા કરે છે. જયાં આવી મજબુતી છે તો પછી અંગ્રેજીથી કોમ બગડી જશે એવી ધાસ્તી રાખવાની જરૂરી શું છે? ઇસ્લામને તો કંઇપણ ધાસ્તી જેવું નથી. કદાચ ધાસ્તી જેવું હોય તો તે કેટલાક સંકુચિત વિચારના આવગેનોને હશે. તેઓ કદાચ ધારતા હશે કે કોમ શીખીને હુશીયાર થશે તો, તેમનું ચાલશે નહી. અલબત એતો ખરૂં છે કે તેઓ ગીલીટવાળા હશે તો ફાવી શકશે નહી પણ જો ખરાજ હશે તો પછી તેમને પણ ધાસ્તી રાખવાનું કારણ નથી. કોમને હવે વધારે વાર અજ્ઞાનતામાં રાખવાની જરૂર નથી. દુનિયામાં સૌ કોમો વધે છે. આજકાલ આગળ વધવાનો પવન ફુંકાય છે. તે જોઇને પણ કોમ આગળ તો વધશેજ. પણ જો તમે તેને વધારવાની કોશીસ કરશો તો કોમને આગળ વધારવાનું તમો સારું માન મેળવશો, અને પાછળ પાડવા પ્રયત્ન કરશો તો તમારે માટે હમણા નહી તો આખરે

પણ અપજશના ટોપલા તૈયાર છે એમ માનજો. તમને કદાચ અ-માારૂં કહેવું ભારે લાગતું હશે પણ તમે ઉંડા વિચાર કરશો અને તમારા પોતાના અંતઃકરણને પુછશો તો તે એમજ જવાબ આપશે કે સુથાર હોડી બનાવે છે; પણ નદીમાં મુક્યા પછી જ્યારે જોશભેર પવન વાવા માંડે છે ત્યારે તે હોડી બનાવનાર સુથાર પણ તે હોડીને પોતાના ખિયાલ પ્રમાણે થોભાવી શકતો નથી. તે તો જે તરફ પવન ફુંકાય છે તે તરફજ ધસડાય છે. અહીં પણ એવોજ મામલો છે. અંગ્રેજી પવન જોસ ભેર ફુંકાય છે માટે વખત એવો આવશે કે આગેવાનો પોતાને ઘેર ઝોકા ખાતાજ રેહેશે અને કોમ આપો આપ એ પવન તરફ દોરાશે તેથી હમણાથીજ વિચાર કરીને તેના શિક્ષણ માટે સારી જોગવાઇ કરી આપવી જોઇએ કે આગળ જતાં આગેવાનોને પાછા પડવાનો વખત આવે નહી.

ખુદા કોમને નેક હિદાયત આપે અને તેને આગળ વધવા રોશની બક્ષે. આમીન.

